પ્રશ્નોત્તરરૂપે

# ભરતખંડનો સરળ ઇતિહાસ.

(ધોરણ ૫ મા માટે)

રચનાર,

મણિલાલ મુળજીભાઇ ઉપાધ્યાય,

બુકસેલર—પેટલાદ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

મણિલાલ મુળજીભાઇ ઉપાધ્યાય,

બુકસેલર—પેટલાદ.

---



---

આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૭૩. સને ૧૯૧૭.

શ્રી "સત્યનારાયણ" પ્રીન્ટિંગ પ્રેસમાં પટેલ મોતીલાલ ભાળીદાસે છાપ્યો. ઠે. પાનાભાઈની વાડી—અમદાવાદ.

કિંમત રૂ. ૦—૨—૦.

---

## ધોરણ પાંચમા માટે પ્રશ્નોતર રૂપે

# ભરતખંડનો સરળ ઈતિહાસ.

---

પ્ર૦ હિંદના પ્રાચીન ઇતિહાસનું ટુંક વર્ણન કરો.

ઉ૦ હિંદમાં પ્રથમ અનાર્ય લોક રહેતા, તેઓ જંગલી અવસ્થામાં હોઇ ઝાડ, પ્રેત, પત્થર વગેરેને દેવ તરીકે માનતા. તેમની પછી મધ્ય એશિઆમાંથી ગોરા, ઉંચા, બળવાન અને સુધરેલા લોકો આ-વ્યા, તેઓ આર્ય નામથી ઓળખાયા. તેમણે અનાર્યો સાથે લડાઇઓ કરી તેમનો મુલક જીતી લીધો, અને તેમને ડુંગરમાં હાંકી કાઢયા, અને જંગલો વગેરે કાપી નાખી જમીન ખેતીના ઉપયોગમાં લીધી. આ આર્યપ્રજા સુધરેલી હોવાથી વિદ્યાકળા અને હુન્નર ઉદ્યોગમાં આગળ વધી. વળી કામની વહેંચણી કરી ચાર જ્ઞાતિ બાંધી. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર. તેમાં (૧) બ્રાહ્મણોએ વિદ્યાજ્ઞાન મેળવી બીજી કોમને વિદ્યા આપી હોંશીઆર બનાવવાનું તથા યજ્ઞ વગેરે ધાર્મિક ક્રિયા કરાવવાનું કામ પોતાને માથે રાખ્યું. (૨) ક્ષત્રિય, જેઓ શરીરે બળવાન અને લડવૈયા હતા તેમણે દુશ્મન તથા ચોરથી દેશનું તથા પ્રજાનું રક્ષણ કરવા માંડયું. (૩) વૈશ્ય—ખેતી, વેપાર તથા હુન્નર ઉદ્યોગથી અનાજ તથા દ્રવ્યોપાર્જન કરી સર્વનું ભરણપોષણ કરવાનું કામ પોતાને હસ્તક લીધું. આ ત્રણ જ્ઞાતિ આર્યોની બનેલી હતી તેમને જનોઇ પહેરવાનો તથા યજ્ઞ વગેરે ધર્મ ક્રિયામાં છુટથી ભાગ લેવાનો હક

હતો તેથી તેઓ દ્વિજ કહેવાયા. (૪) શૂદ્ર જે અનાર્યો તાબે થયા હતા તેમની આ ચોથી જ્ઞાતિ બની. તેમને જનોઈ પહેરવાનો અગર ધાર્મિક ક્રિયામાં ભાગ લેવાનો અધિકાર ન હતો, તેમને ફક્ત દ્વિજોની સેવા ચાકરી કરવાનું કામ હતું. તે બદલ દ્વિજો તેમનું ભરણપોષણ કરતા. બ્રાહ્મણોએ પોતાની હોંશીઆરીથી સર્વ જ્ઞાતિઓમાં શ્રેષ્ઠતા મેળવી. વેદ, ગીતા, ઉપનિષદ, બ્રાહ્મણ ગ્રંથો વગેરે ધર્મ પુસ્તકો લખ્યાં એટલુંજ નહિ પણ રાજા તથા પ્રજાએ વર્ત્તવાના કાયદાનાં પુસ્તકો લખ્યાં. વળી માણસે પોતાની જીંદગીમાં કયે વખતે કયાં કામ કરવાં તે સમજાવવા માટે જીંદગીના ચાર આશ્રમ બાંધ્યા. (૧) બ્રહ્મચર્યાશ્રમ—વિદ્યા મેળવવાનો સમય, (૨)ગૃહસ્થાશ્રમ— વિદ્યાનો સદુપયોગ કરી સંસાર વ્યવહાર ચલાવવાનો સમય, (૩) વાનપ્રસ્થાશ્રમ—વનમાં રહી ઇશ્વરભક્તિ કરવાનો સમય, (૪) સન્યસ્તાશ્રમ—ક્ષણભંગુર સંસારની માયામાંથી કેવળ પરમાત્માપ્રતિ મન જોડવાનો સમય. બ્રાહ્મણોએ આવી રીતે પોતાના જ્ઞાનનો સદુપયોગ કરી આર્ય પ્રજાનો સંસાર વ્યવહાર સરળ કરી આપ્યો. ક્ષત્રિયોએ પોતાની ફરજ ઊત્તમ પ્રકારે બજાવી પ્રજાનો સારી રીતે પ્રેમ મેળવ્યો. તે સમયમાં રામ, હરિશ્ચંદ્ર, જનક, યુધિષ્ઠિર, નળ, શ્રીકૃષ્ણ, ચંદ્રગુપ્ત, અશોક, શિલાદિત્ય, વિક્રમ, ભોજ વગેરે રાજાઓએ પોતાની ફરજ સારી રીતે બજાવી પ્રજાને એવી સંપૂર્ણ સુખી કરી કે હજુ પણ પ્રજા તેમના યશોગાન કરે છે, પણ આગળ જતાં રજપુત રાજાઓના માંહોમાંહેનાં કુસંપને લીધે ઇ. સ. ૧૧૯૩માં પાણીપતના મેદાનમાં દીલ્હીના શૂરવીર રાજા પૃથ્વીરાજ ચોહાણને હરાવી મુસલમાન સરદાર શાહબુદ્દીન ગોરીએ દિલ્હીનું રાજ્ય લઇ લીધું, અને

દિલ્હીનો કારભાર પોતાના કુતુબુદ્દીન નામના સરદારને સોપ્યો, પણ શાહબુદ્દીન ઇ. સ. ૧૨૦૬માં મરણ પામ્યો, એટલે કુતુબુદ્દીન સ્વતંત્ર થયો, અને મુસલમાની રાજ્યની હીંદમાં સ્થાપના કરી.

પ્ર૦ દિલ્હીની ગાદીએ કયા કયા પઠાણવંશ થયા?

ઉ૦ ગુલામવંશ, ખીલજીવંશ, તઘલખવંશ, સૈયદવંશ અને લોદીવંશ.

પ્ર૦ ગુલામવંશની જાણવા લાયક ટુંક હકીકત કહો.

ઉ૦ આ વંશની કુતુબુદ્દીને ઇ. સ. ૧૨૦૬ માં સ્થાપના કરી. તેણે દિલ્હીની પાસે કુતુબ મિનારો બંધાવ્યો. આ વંશમાં અલ્તમશ, રજીઆબેગમ, નાસીરૂદ્દીન, ગ્યાસુદ્દીન અને કૈકુબાદ બાદશાહો થયા. દિલ્હીની ગાદીએ રાજ કર્ત્તા સ્ત્રી તરીકે ફક્ત રજીઆબેગમ એકલીજ થઇ છે. નાસીરૂદ્દીન ફકીરી ચાલનો હતો. છેલ્લા બાદશાહ કૈકુબાદને મારી નાખી ખીલજી લોકોનો સરદાર જલાલુદ્દીન બાદશાહ થયો.

પ્ર૦ ખીલજીવંશની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ જલાલુદ્દીને આ વંશની ઇ. સ. ૧૨૯૦ માં સ્થાપના કરી. જલાલુદ્દીન, અલ્લાઉદ્દીન, મુબારક અને ખુશરૂઢેડ. આ વંશમાં બાદશાહ થયા. આ વંશના તમામ બાદશાહોએ પોતાનાથી આગળના બાદશાહનાં ખુન કરી ગાદી મેળવી છે. જલાલુદ્દીન બાદશાહ અતિશય દયાળુ હતો. અલ્લાઉદ્દીન ખુની હોઇ તેણે ધર્માંધપણાથી પોતાના તાબાની હિંદુ પ્રજાને ઘણું દુઃખ દીધું. ખુશરૂ ઢેડ જાતિનો હતો પણ રાજ્યલોભથી મુસલમાન થયો હતો. તેને મુસલમાની ધર્મ ઉપર તિરસ્કાર હોવાથી ગાદી મળ્યા પછી તે ધર્મનું અપમાન કરવા લાગ્યો. આથી પંજાબના સુબા ગાજીઉદ્દીને

ઇ. સ. ૧૩૨૦માં તેને મારી નાખી ખીલજીવંશની આખર આણી અને તઘલ્લખવંશની સ્થાપના કરી.

પ્ર૦ તઘલખવંશની જાણવા લાયક ટૂંક હકીકતનું વર્ણન કરો.

ઉ૦ આ વંશમાં ગાજીખાં (ગ્યાસુદ્દીન,) મહમદગાંડો (જુમાખાં), ફીરોજશાહ, મહમદબીજો વગેરે બાદશાહ થયા. મહમદ ગાંડો વિદ્વાન હોવા છતાં પોતાની અક્કલ સીધે રસ્તે વાપરી શક્યો નહિ તેથી તે ગાંડો કહેવાયો. તેના વખતમાં ઇ. સ. ૧૩૪૭માં ગુલબર્ગ (વરંગુળ) માં હસનગંગુએ બ્રાહ્મણી રાજ્યની સ્થાપના કરી, તેમજ બંગાળા માળવા વગેરે રાજ્યો સ્વતંત્ર થયાં. તેના અવિચારીપણાથી પ્રજાને ઘણું દુઃખ વેઠવું પડયું. ફીરોજશાહ બાદશાહની ઉત્તમ રાજનીતિને લીધે પ્રજા ઘણી સુખી થઇ તેથી સર્વ પઠાણ રાજાઓમાં તે ઘણો ઉત્તમ બાદશાહ કહેવાયો. બીજા મહમદના વખતમાં ઇ. સ. ૧૩૯૮ માં સમર્કંદનો મોગલ બાદશાહ તૈમુરલંગ ચઢી આવ્યો. તેણે ગામ બાળ્યાં, લુટયાં અને પ્રજાની કતલ કરી વાવાઝોડાની માફક તોફાન કરી ચાલ્યો ગયો. આ વંશ ઇ. સ. ૧૩૨૫ થી ઇ. સ. ૧૪૧૨ સુધી ચાલ્યો. છેલ્લા બાદશાહ પાસેથી ખીજરખાં સૈયદે ઇ. સ. ૧૪૧૪ માં રાજસત્તા લઇ લીધી.

પ્ર૦ સૈયદવંશની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ આ વંશમાં ખીજરખાં, મુબારક અને અલ્લાઉદ્દીન નામના બાદશાહ થયા. છેલ્લા બાદશાહ અલ્લાઉદ્દીનના રાજ્યની હદ છેક દિલ્હી સુધી આગળ જવાથી રાજપાટ બહીલોલખાં લોદીને સોંપી પોતે બુદાયનમાં રહેવા ગયો. આ રાજ્ય ઇ. સ. ૧૪૧૪ થી ઇ. સ. ૧૪૫૦ સુધી ચાલ્યું.

પ્ર૦ લોદીવંશની હકીકતનું ટુંક વર્ણન કરો.

ઉ૦ આ વંશમાં બહીલોલખાં, સિકંદર ધર્માંધ અને ઇબ્રાહીમ બાદશાહ થયા. બહીલોલખાંએ હોંશીઆરીથી રાજ્ય વધાર્યું સિકંદર ન્યાયી પણ ધર્માંધ હોવાથી હિંદુ પ્રજાને ઘણું દુઃખ વેઠવું પડયું, તેના વખતમાં આગ્રામાં ગાદી થઇ, નાનકપંથ નીકળ્યો અને પોર્ટુગીઝો હિંદમાં આવ્યા. છેલ્લો બાદશાહ ઇબ્રાહીમ અવિચારી ને ઉતાવળીઓ હોવાથી તેના સરદારો નાખુશ થયા, તેથી પંજાબના સુબા દોલતખાંએ કાબુલથી મોગલ બાદશાહ બાબરને હિંદ જીતવા ઇ. સ. ૧૫૨૬ માં તેડાવ્યો. તેણે પાણીપતના મેદાનમાં ઇ. સ. ૧૫૨૬ માં ઇબ્રાહીમ લોદીને હરાવી લોદી અને પઠાણવંશની આખર આણી મોગલવંશની સ્થાપના કરી.

પ્ર૦ મોગલવંશ સ્થાપન થતા પહેલાં હિંદમાં કયાં કયાં રાજ્ય જાણવા લાયક હતાં ?

ઉ૦ બ્રાહ્મણી, ચેરા, ચોલા, પાંડય, વિજયનગર દક્ષિણમાં અને બંગાળા, માળવા, ગુજરાત, જુવાનપર, સિંધ, કાસ્મીર અને રજપુત સંસ્થાન ઉત્તર હિંદમાં સ્વતંત્ર રાજ્ય હતાં.

પ્ર૦ ઉપર જણાવેલાં સ્વતંત્ર રાજ્યોની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ **બ્રાહ્મણી રાજ્ય** ઇ. સ. ૧૩૪૭ માં હસનગંગુએ વરંગુળમાં સ્થાપ્યું. તેના આગળ જતાં કુસંપને લીધે પાંચ ફાંટા પડયા. (૧) **આદિલશાહી** ૧૪૮૯ માં સ્થાપન થઇ ઇ. સ. ૧૬૬૮ માં ઔરંગજેબે જીત્યું. (૨) **કુતુબશાહી** ૧૫૧૨ માં સ્થાપન થયું. તે ઇ. સ. ૧૬૮૮ માં ઔરંગજેબે જીત્યું. (૩) **નિજામશાહી** ૧૪૯૦ માં સ્થાપન થયું તે ૧૫૭૨ માં જોડાઇ ગયું. (૪) **ઇમાદશાહી** ૧૪૮૪ માં સ્થાપન થયું, ૧૬૮૮ માં **ઔરંગ-**

જેબે જીત્યું. (૫) **બરીદશાહી** ૧૪૯૮માં સ્થાપન થયું, અને ૧૬૫૭માં ઓરંગજેબે જીત્યું.

**ચેરા રાજ્ય** ઇ. સ. ૨૮૮ માં સ્થાપન થયું તેની રાજધાની તાલ્કંદ નગરમાં હતી તે ઇ. સ. ૯૦૦ સુધી ચાલ્યું. **ચોલા રાજ્ય** ઇ. સ. પૂ. ૩૫૦ માં સ્થાપન થયું. તેની રાજધાની તાંજોરમાં હતી. તે ઇ. સ. ૧૪ મા સૈકામાં પડી ભાંગ્યું. **પાંડય રાજ્ય** ઇ. સ. પૂ. સાતમા સૈકામાં સ્થાપન થયું. તેની રાજધાની મધુરામાં હતી. આ રાજ્યની ઈ. સ. ૧૩૦૪ માં મલેક કાફુરે આખર આણી પણ ફરીથી તે સ્વતંત્ર થયું તે અઢારમા સૈકામાં નાશ પામ્યું. આ રાજ્યની ગાદીએ જેટલા રાજા થયા તેટલા યુરોપખંડના કોઈ પણ રાજ્યની ગાદીએ થયા નથી. **વિજયનગર** ઇ. સ. ૧૧૧૮ માં સ્થાપન થયું. તેની રાજધાની વિજયનગરમાં હતી. તેનો ઇ. સ. ૧૫૬૫ તાલીકોટના સંગ્રામમાં સંપીલા મુસલમાનોએ આખર આણી. **બંગાળા** ૧૩૫૦ માં સ્થાપન થયું તેની રાજધાની ગૌડમાં હતી. તે ફકરૂદીને સ્થાપ્યું. આ રાજયને ૧૫૭૬ માં અકબરના સરદાર દાઉદે જીત્યું. **ગુજરાત** જાફરખાંએ ઇ. સ. ૧૩૦૩ માં સ્થાપ્યું, અને ૧૫૭૩ માં ત્રીજા મુજફ્ફરશાહ પાસેથી અકબરે જીત્યું. **માળવા** દિલાવરખાં ગોરીએ ઇ. સ. ૧૪૦૧ માં ધારમાં સ્થાપ્યું, તે ઇ. સ. ૧૫૩૧ માં બહાદુરશાહે જીત્યું. **જીવાનપુર** ખાંજહાં લોદીએ ઇ. સ. ૧૩૭૩માં સ્થાપ્યું તે બહીલોલખાંએ ઇ. સ. ૧૪૭૮ માં તાબે કર્યું. **સિંધ** એમાં સુમા રજપુતનું રાજય હતું તે રાજ્ય ઇ. સ. ૧૫૯૨ માં અકબરના સરદાર ટોડરમલે ઇ. સ. ૧૫૯૨ માં જીત્યું. **કાશ્મીર** એનાં સેનદેવનું રાજય હતું, તે ઇ. સ. ૧૫૯૨ માં ટોડરમલે જીત્યું.

---

# મોગલવંશ.

પંદરસો છવીની સાલ, આવ્યો લોદીવંશનો કાળ;
પાણીપત સંગ્રામ કર્યો, લોદી ઇબ્રાહીમને હણ્યો. ૧
**બાબર** બહાદુરે ગાદી લીધી, મોગલ રાજ્યની સ્થાપના કીધી;
સીકરી મેદાને ઝટ સીધાવ્યો, સંગશૂરાને રણમાં હરાવ્યો. ૨
રાજ્ય **હુમાયુને** દીધું, તેણે ભાગે પડતું લીધું;
પણ શૂરા શેરખાંએ હરાવ્યો, ખોઇ ગાદી ઇરાન સીધાવ્યો. ૩
મદદ માટે સીયા પંથ ધાર્યો, લાવી મદદ આદીલી (ને) માર્યો;
પછી મહાન **અકબર** થયો, ન્યાય નીતિથી સારો કહેવાયો. ૪
પછી મોજીલો **જહાંગીરશાહ**, વળતી શાહજહાં બન્યો બાદશાહ;
મયુરાસન તાજ બંધાવી, અખે કીર્તિ જગમાં જમાવી. ૫
થયો બાદશાહ **ઔરંગજેબ**, કરી દીધું કુટુંબને ગેબ;
કેદ કીધો પોતાનો બાપ, રાજલોભથી લીધું પાપ. ૬
હિંદુ ઉપર જુલમ કીધો, બદલો રજપુત મરેઠાએ લીધો;
**બહાદુર, જહાંદાર, ફેરોકશીર**, થયા નામના શાહ તે વીર. ૭
પછી **મહમદ રંગીલો** થયો, તેને નાદિરશાહે નમાવ્યો;
નિમકહરામ થયા વજીરો, તેથી ખોયું આસન ને હીરો. ૮
**અહમદશાહ, આલમગીર, શાહઆલમ** ને **અકબર** વીર;
છેલ્લો **મહમદ બહાદુરશાહ**, બળવામાં ખોયો અધિકાર. ૯

## વંશાવળી.

| | |
|---|---|
| બાબર | ૧૫૨૬—૧૫૩૦—૪ |
| હુમાયુ | ૧૫૩૦—૧૫૫૬—૨૬ |

| | |
|---|---|
| અકબર | ૧૫૫૬—૧૬૦૫-૪૯ |
| જહાંગીર | ૧૬૦૫—૧૬૨૭-૨૨ |
| શાહજહાં | ૧૬૨૭—૧૬૫૮-૩૧ |
| ઔરંગઝેબ | ૧૬૫૮—૧૭૦૭-૪૯ |
| બહાદુરશાહ | ૧૭૦૭—૧૭૧૨—૫ |
| જહાંદારશાહ | ૧૭૧૨—૧૭૧૩—૧ |
| ફરોકશીર | ૧૭૧૩—૧૭૧૯—૬ |
| મહમદશાહ | ૧૭૧૯—૧૭૪૮-૨૯ |
| અહમદશાહ | ૧૭૪૮—૧૭૫૪—૬ |
| આલમગીર (૨) | ૧૭૫૪—૧૭૫૯—૫ |
| શાહઆલમ | ૧૭૫૯—૧૮૦૬-૪૭ |
| અકબર (૨) | ૧૮૦૬—૧૮૩૭-૩૧ |
| મહમદબહાદુરશાહ | ૧૮૩૭—૧૮૫૮-૨૧ |

## બાબર ૧૫૨૬-૧૫૩૦-૪.

પ્ર૦ બાબરની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ તે ઇ. સ. ૧૪૮૨ માં તાસ્કંદ શહેરમાં જન્મ્યો હતો. તેના બાપનું નામ શેખ મીરઝા મહમદ હતું. તેને બાર વર્ષની ઉંમરે ગાદી મળી, પણ ઉસ્બેક લોકોએ બંડ કરી તેને રાજ્યમાંથી હાંકી કાઢયો, તેથી કંટાળીને તે ઇ. સ. ૧૫૦૪માં કાબુલમાં ગાદી કરી રાજ્ય કરવા લાગ્યો. તેને હિંદમાં રાજ્ય સ્થાપવાની ઇચ્છા હતી, અને તે હિંદ ઉપર સ્વારી કરવાની તૈયારી કરતો હતો, તેવામાં પંજાબના સુબા દોલતખાં લોદીના તેડાવ્યાથી

આવ્યો, અને પાણીપતના મેદાનમાં ઇબ્રાહીમ લોદીને ઇ. સ. ૧૫૨૬ માં હરાવી દિલ્હી આગ્રાનું રાજ્ય કબજે કર્યું.

પ્ર૦ બાબરને ચિતોડના રાણા સંગ સાથે શા માટે લડાઇ થઇ?

ઉ૦ સંગરાણાની એવી ધારણા હતી કે જંઘીસખાં અને તૈમુરની માફક બાબર લૂંટફાટ કરી પાછો ચાલ્યો જશે, અને દિલ્હીનો બાદશાહ નબળો પડશે એટલે હું તેના પર સ્વારી કરી ગાદી લઇશ, પણ બાબરે તો અહીંજ ગાદી સ્થાપી તેથી મેવાડના સુબા હસનખાં અને બીજા રજપુત રાજાઓની મદદ લઇ ઇ. સ. ૧૫૨૭માં ફતેપુર સીકરીના મેદાનમાં બાબર સામે લડાઇ જોડી.

પ્ર૦ એ લડાઇનું શું પરિણામ આવ્યું?

ઉ૦ આ યુદ્ધમાં સંગ અને તેના મદદગાર રાજાઓનું સૈન્ય ઘણી બહાદુરીથી લડી મોગલોને હરાવવાની તૈયારીમાં હતું, તેવામાં સંગરાણાના પક્ષમાંનો મેદનીરાય વિશ્વાસઘાત કરી બાબરને મળી ગયો, તેથી હિંદુઓની હાર થઇ. આ લડાઇમાં વિજય મળે તો દારૂ ન પીવો એવી બાબરે પ્રતિજ્ઞા લીધી હતી તેથી તેણે પોતાના વાપરવા માટે આણેલો દારૂ મીઠું નાંખી નકામો બનાવ્યો, તથા તે પીવાને માટે વપરાતાં સોના રૂપાનાં અને હીરાજડીત પાત્રો અમીર ઊમરાવોને ભેટ આપી દીધાં. ત્યાર પછી બાબરે કોઇ દિવસ દારૂ પીધો નથી.

પ્ર૦ સંગરાણાના શારીરિક દેખાવનું વર્ણન કરો.

ઉ૦ સંગરાણો એક હાથે ઠુંઠો, એક પગે લંગડો અને એક આંખે કાણો હતો. તેમજ તેના શરીર પર તરવાર તથા ભાલાના મળી ૮૦ ઝખમો ગણી શકાતા હતા. તે લડવામાં ઘણો બહાદુર હતો.

પ્ર૦ ચંદેરીની લડાઈ વિષે શું જાણો છો?

ઉ૦ ઇ. સ. ૧૫૨૮માં ચંદેરી ઉપર સ્વારી કરી. ત્યાંનો રાજા મેદની· રાય અને બીજા રજપુતો બહાદુરીથી લડયા, પણ હાર્યા.

પ્ર૦ બાબરના મરણ વિષે શું જાણો છો?

ઉ૦ બાબરનો મોટો પુત્ર હુમાયુ માંદો પડયો, અને જ્યારે તેની બચવા-ની આશા ના રહી ત્યારે બાબરના ધર્મગુરુએ કહ્યું કે તમારા પાસે જે તમારો વહાલો મણિ છે તે ખુદાને અર્પણ કરો તો હુમાયુને આરામ થાય, તે વખતે બાબરે કહ્યું કે મણિ કરતાં મારો જીવ મને વધારે વહાલો છે. એમ કહી હુમાયુના ખાટલાની પ્રદક્ષણા કરી, ખુદાની બંદગી કરી હુમાયુનો રોગ પોતે માગી લીધો. ત્યારથી હુમાયુને આરામ થયો, અને બાબર માંદો પડયો. તે ઇ. સ. ૧૫૩૦માં મરણ પામ્યો. તેને બાગ બગીચાનો ઘણો શોખ હતો. તેનું મડદુ કાબુલમાં દાટવામાં આવ્યું છે.

પ્ર૦ બાબરના ગુણ દોષ કહો.

ઉ૦ સંકટમાં ધીરજવાન, લડવામા બહાદુર અને વિદ્વાન હતો.

પ્ર૦ બાબરના પુત્રનાં નામ કહો.

ઉ૦ (૧) હુમાયુ. (૨) કામરાન. (૩) હિંદાલ. (૪) મીરજાસ્કરી.

## હુમાયુ. ઇ. સ. ૧૫૩૦–૧૫૫૬–૨૬.

પ્ર૦ હુમાયુના વખતના જાણવા લાયક બનાવ કહો.

ઉ૦ (૧) ભાઇઓ સાથે રાજ્યની વહેંચણી (૨) ગુજરાતના બહાદુર-શાહ સાથે લડાઇ. (૩) શિરશાહથી હારી ઇરાન જવું. (૪) આદિલશાહને હરાવી પુનઃ રાજ્ય પ્રાપ્તિ· (૫) મરણ.

ઉ૦ હુમાયુએ ગાદીએ આવી રાજ્યની કેવી વ્યવસ્થા કરી ?

પ્ર૦ પોતાના બાપના કહેવા મુજબ પોતાના ભાઇઓને ભાગે પડતું રાજ્ય આપી દિલ્હી અને આગ્રાની આજુબાજુનો મુલક પોતે રાખી રાજ્ય ચલાવવા લાગ્યો.

પ્ર૦ હુમાયુને ગુજરાતના બહાદુરશાહ સાથે શા માટે લડાઇ થઇ ?

ઉ૦ ચિતોડના રાણા સંગના મરણ પછી તેની વિધવા સ્ત્રી કરણાવતી બાળ કુંવરની વતી રાજ્ય કારભાર ચલાવતી હતી તેના ઉપર બહાદુરશાહે સ્વારી કરી, તેથી કરણાવતીએ હુમાયુને ભાઇ તરીકે ગણી મદદ માગી. આથી હુમાયુ લશ્કર લઇને તેની મદદે ગયો, અને બહાદુરશાહને ઇ. સ. ૧૫૩૫માં ચંદેસર આગળ હરાવી ચાંપાનેર જીતી લીધું. બહાદુરશાહ નાશીને પોર્ટુગીઝને આશ્રયે ગયો, ત્યાં તેને પોર્ટુગીઝોએ મારી નાંખ્યો.

પ્ર૦ શિરશાહ સાથેની લડાઇ વિષે જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ હુમાયુ બહાદુરશાહ સાથે લડવામાં રોકાયો હતો, તે વખતે ચુનારગઢના સુબા શેરખાંએ બંડ ઉઠાવ્યું, તે હુમાયુએ સમાવ્યું, પણ ફરીથી શિરશાહે બંડ કરી બકસર આગળ ઇ. સ. ૧૫૩૯ માં અને કનોજ આગળ ૧૫૪૦ માં હુમાયુને હરાવ્યો. આથી હુમાયુ ગંગા નદીમાં પડતું મૂકી ભીસ્તીની મદદથી બચી સિંધમાં ગયો. ત્યાં ઉમરકોટમાં ઇ. સ. ૧૫૪૨માં હમીદા બેગમને પેટે મહાન અકબરનો જન્મ થયો. આ ખુશાલીને પ્રસંગે ભેટ તરીકે વહેંચવાનું દ્રવ્ય તેની પાસે નહિ હોવાથી તેણે પોતાની પાસે રહેલી કસ્તુરીની શીશી વહેંચી. ત્યાંથી મદદની આશાએ પંજાબમાં પોતાના ભાઇ કામરાન પાસે ગયો,

પણ કામરાને નિમકહરામ થઇ બેગમ તથા બાળ પુત્ર અકબરને કેદ કર્યાં. આથી નિરાશ થઇ છેવટે ઈરાનના બાદશાહ શાહ-તમસ્પ પાસે ગયો, તેણે શિયાપંથ પાળવાની શરતે ૧૪૦૦૦ સ્વારની મદદ આપી.

પ્ર૦ શાહતમસ્પની મેળવેલી મદદથી તેણે શું કર્યું ?

ઉ૦ પ્રથમ મળેલી મદદથી કામરાનને હરાવી આંધળો કર્યો, અને બેગમ તથ બાળપુત્રને છોડવ્યાં, અને પંજાબ જીત્યું. પછી દિલ્હી આવી પાણીપતના મેદાનમાં સૂરવંશના આદિલીશાહના સરદાર હેમુને પોતાના સરદાર બહેરામખાંની મદદથી હરાવી ગાદી પાછી મેળવી ઇ. સ. ૧૫૫૬.

પ્ર૦ હુમાયુના મરણ વિષે શું જાણો છો ?

ઉ૦ નીસરણીએથી પગ ખસી જવાથી ઇ. સ. ૧૫૫૬માં મરણ પામ્યો.

પ્ર૦ હુમાયુના ગુણ દોષ કહો.

ઉ૦ આ બાદશાહ ઘણો ભલો હતો, પણ લડાઇના કામમાં હોંશી-આર નહતો. આમી શિરશાહ જેવા કુશળ સરદારથી હારવું પડયું હતું. હિંદુ અને મુસલમાની ધર્મ વાળાઓની સભાઓ ભરી વિદ્વાનો પાસે ધર્મચર્ચા કરાવતો.

## સૂરવંશ ૧૫૪૦—૧૫૫૬—૧૬.

પ્ર૦ સૂરવંશના બાદશાહ ગણાવો.

ઉ૦ શિરશાહ, સલીમશાહ, આદિલશાહ.

પ્ર૦ શિરશાહ વિષે જાણવા લાયક હકિકત કહો.

ઉ૦ એ સૂરજાતનો મુસલમાન હતો. તેનું અસલ નામ ફરીદખાં હતું, અને તે જુવાનપુરના રાજાને ત્યાં નોકર રહ્યો હતો, ત્યાં પોતે હોશિઆરીથી ઉંચે હોદ્દે ચઢયો હતો. એક વખત તે રાજા સાથે શિકારે ગયો, ત્યાં તેણે એક ઝટકાથી વાઘને માર્યો તેથી તેને શેરખાનનો ઈલકાબ આપ્યો. ત્યાર પછી આગળ જતાં ચુનારગઢનો સુબો નીમાયો, અને આગળ જતાં મોગલ બાદશાહ હુમાયુને હરાવી દિલ્હી અને આગ્રા જીતી લઇ રાજ્ય સ્થાપ્યું.

પ્ર૦ શિરશાહની કારકીર્દિનું વર્ણન કરો.

ઉ૦ ઇ. સ. ૧૫૪૦ માં ગાદીએ બેસી પોતાના તાબાની રૈયતને સુખી કરવા કુવા, વાવ, તળાવ, ધર્મશાળા અને રસ્તા બંધાવ્યા તેમજ ખેતીના ઉપયોગ માટે નહેરો બંધાવી. તેણે બીજા પઠાણ પાદશાહોની માફક પોતાની હિંદુ પ્રજા ઉપર ધર્મ બાબત જુલમ નહિ કરતાં સુખી કરવા પ્રયત્ન કર્યા, તેથી ફીરોજશાહની માફક આ સારો બાદશાહ ગણાયો. ફક્ત હુમાયુના ઉંઘતા લશ્કરને વિશ્વાસઘાત કરી મારી નાખ્યું, તથા રાયસેનના કિલ્લે-દારોને અભયવચન આપી મારી નાખ્યા. આ બે કામ ઘણાં ખોટાં કર્યાં, તેનું ફળ તેને કલિંજરના ઘેરા વખતે દારૂખાનું સળગ્યું તેમાં દાઝીને મરણ પામવાથી મળ્યું. ઇ. સ. ૧૫૪૫.

પ્ર૦ સલિમશાહની જાણવા લાયક હકિકત કહો.

ઉ૦ શિરશાહના મરણ પછી આ બાદશાહ ગાદીએ આવ્યો, તેણે દિલ્હીની પાસે સલીમગઢ નામનો કિલ્લો બંધાવી સારી રીતે રાજ્ય ચલાવ્યું. તે ઇ. સ. ૧૫૫૩ માં મરણ પામ્યો.

પ્ર૦ આદિલીશાહના સમયનું ટૂંક વર્ણન કરો.

ઉ૦ એણે રાજ્યલોભથી પોતાના ભત્રીજા ફિરોજશાહને મારી ગાદી લીધી, અને રાજ્યનો કારભાર હેમુ નામના વાણીઆ પ્રધાનને સોપ્યો; પણ ઇરાનથી હુમાયુ નવી મદદ લઇ આવ્યો, અને પાણીપતના મેદાનમાં ઇ. સ. ૧૫૫૬માં તેના સરદાર હેમુને હરાવી દિલ્હી જીત્યું; તેથી બાદશાહ નાશીને બંગાળા તરફ ગયો, પણ ત્યાં બંડ સમાવતાં મરણ પામ્યો. ૧૫૫૫.

પ્ર૦ હેમુ વિષે જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ તે જાતનો ગરીબ વાણીઓ હતો, પણ બાદશાહે તેની હોંશીઆરી જોઈ ચઢતા અધિકારે ચઢાવી છેવટે પોતાના પ્રધાનની પદવી આપી. પઠાણ રાજ્યમાં ફક્ત આ એકલોજ હિંદુ પ્રધાનની પદવી મેળવવા ભાગ્યશાળી થયો હતો. તે ઘણો બહાદુર અને નિમકહલાલ હતો. આદિલીશાહ હુમાયુની સાથેની લડાઇમાં નાશી જવા છતાં તેણે બહાદુરીથી લડાઈ ચાલુ રાખી, પણ તેની આંખમાં તીર વાગવાથી તે પકડાયો. હુમાયુના સરદાર બહેરામે પકડી અકબરને તેનો શિરચ્છેદ કરવા કહ્યું, પણ ઉદાર મનના અકબર બાદશાહે ના કહી; તેથી બહેરામે પોતાને હાથે તેનો શિરચ્છેદ કર્યો.

## મહાન અકબર ૧૫૫૬—૧૬૦૫—૪૯.

પ્ર૦ અકબરના વખતના મુખ્ય બનાવ કહો.

ઉ૦ (૧) બહેરામથી સ્વતંત્ર થવું. (૨) સરદારો તથા સ્વતંત્ર સુબાઓ પર સત્તા બેસાડવી. (૩) હિંદુ રાજા તથા પ્રજાના મન મેળવવાં. (૪) રાજ્યનો વધારો. (૫) સુધારા. (૬) મરણ.

પ્ર૦ અકબર અને બહેરામ વચ્ચે શા માટે અણબનાવ થયો ?

ઉ૦ બહેરામ હુમાયુના વખતનો જુનો, અનુભવી, નિમકહલાલ અને બહાદુર સરદાર હતો. તે અકબરનો ફુવો હતો. અકબર તેર વર્ષની કાચી ઉમ્મરે ગાદીએ આવ્યો, ત્યારે આ સરદારે રાજ્ય કારભાર ચલાવવામાં ઘણી હોંશીઆરી બતાવી, પણ તે અહંકારી, ઉદ્ધત અને અવિચારી હોવાથી તેણે બાદશાહના ધર્મગુરુને દેશપાર કરાવ્યો તથા દિલ્હીના ઘેરા વખતે ઉપયોગી થઇ પડેલા તારતીબેગ નામના સરદારનો નાશ કરાવ્યો. આવી રીતે બીજા પણ કેટલાક અમીર ઉમરાવોનો નાશ કરાવ્યો તેથી બાદશાહને તેની સાથે અણબનાવ થયો. બાદશાહે આગ્રેથી દિલ્હી જઈ પોતાના નામની આણ ફેરવી. આમ થવાથી બહેરામે પંજાબમાં જઇ બંડ કર્યું, પણ બાદશાહે આવી તેને હરાવ્યો, અને જીવતો પકડયો. અકબરે પ્રથમના ઉપકારો યાદ કરી તેને જીવતો મુકયો, એટલુંજ નહિ પણ તેની માગણી મુજબ તેને મક્કે જાત્રા કરવા જવાની રજા આપી. પણ ગુજરાતમાં થઇને જતાં મુબારકખાં નામના અફગાને પોતાના બાપનું વેર લઈ મારી નાખ્યો.

પ્ર૦ અકબરે કયા કયા સરદારોને વશ કર્યા ?

ઉ૦ ખાનજમાન, રાજબહાદુર, આદમખાં, અબદુલ્લખાં વગેરે સરદારોએ અકબરની સત્તા તોડવા માટે વારાફરતી બંડ કર્યાં, તે સર્વને હરાવી તેમનો નાશ ન કરતાં ઉદાર હૃદયથી માફી આપી, આથી તેઓ પાછળના વખતમાં ઘણા નિમકહલાલ અને મદદગાર થઇ પડયા.

પ્ર૦ અકબરે કયાં કયાં રાજ્ય જીતી સત્તા વધારી ?

ઉ૦ ( ૧ ) ગુજરાત–૧૫૭૩ માં ગુજરાતના બાદશાહ ત્રીજા મુઝફ્ફર-શાહ પાસેથી જીત્યું, તે ઇ. સ. ૧૫૯૨ માં પુરેપુરૂં તાબે થયું. (૨) બંગાળા–ઈ. સ. ૧૫૭૨ માં દાઉદને હરાવી ટોડરમલે જીત્યો. (૩) કાબુલ–પોતાના ભાઇ મીરઝા હકીમના મરણથી ઇ. સ. ૧૫૮૫માં મળ્યું. (૪) કાશ્મીર–૧૫૮૬ માં મુસલમાનો પાસેથી લીધું. (૫) સિંધ–ઇ. સ. ૧૫૯૨ માં મુસલમાન થએલા સુમા જાતના જામ રાજા પાસેથી મળ્યું. (૬) ઓઢીઆ–૧૫૯૨ માં માનસિંહે જીત્યું. (૭) કંદહાર–૧૫૯૪ માં લીધું. ( ૮ ) વરાડ–ચાંદબીબીની સાથેની સલાહમાં ઇ. સ. ૧૫૯૪ માં શાહજાદા મુરાદે મેળવ્યું. (૯) અહમદનગર–ઇ. સ. ૧૫૯૯માં ચાંદબીબીના મરણને લીધે તાબે થયું. (૧૦) પંજાબ તરફનો સરહદનો મુલક–ઇ. સ. ૧૬૦૦ માં યુસફ્જી લોકોના સરદાર જલાલને મારીને કબજે કર્યો.

પ્ર૦ અહમદનગરની સ્વારી વિષે શું જાણો છો ?

ઉ૦ અહમદનગરનો હાકેમ બુરહાન મરણ પામવાથી તેની ગાદીને માટે ચાર હકદાર ઉભા થયા તેમાંના એક પક્ષે અકબરની મદદ માગવાથી શાહજાદા મુરાદને મોકલ્યો, પણ મુરાદના આવતા પહેલાં બહાદુર નામના છોકરાને ગાદીએ બેસાડી તેની ફોઈ ચાંદબીબી કારભાર કરવા લાગી. એ બાઇ વિજાપુરના આદિલશાહની વિધવા હતી, તેણે બહાદુરીથી મુરાદના હલ્લા પાછા વાળ્યા, પણ લડાઇમાં દારૂગોળો ખૂટવાથી પોતાનું ઘરેણું, સિક્કા, જવાહીર વગેરે ગોળાની જગ્યાએ વાપર્યાં અને બહાદુરીથી લડી,

પણ છેવટે હારી; તેથી વરાડ પ્રાંત આપવાનો કરી મુરાદ સાથે સલાહ કરી. પાછળથી વરાડપ્રાંતની સરહદ બાબત તકરાર ઉઠતાં અકબર પંડે લઢવા આવ્યો, પણ ચાંદબીબીના લશ્કરે દગો કરી તેને મારી નાખી. ઇ. સ. ૧૫૯૯.

પ્ર૦ તેણે હિંદુરાજા તથા પ્રજાનાં કેવી રીતે મન મેળવ્યાં?

ઉ૦ તેણે બીજા બાદશાહોની પેઠે હિંદુ પ્રજા ઉપર ધર્મ બાબતનો જુલમ નહિ કરતાં ફાવતો ધર્મ પાળવા દીધો. વળી હિંદુ પ્રજા ઉપરના જાત્રાવેરા, જજીઆવેરા વગેરે માફ કર્યા. લાયક હિંદુ-ઓને તેમની યોગ્યતા પ્રમાણે નોકરી આપી. આથી રૈયત ખુશ થઇ. રજપુત રાજાઓને પોતાના પક્ષમાં લઇ તે મિત્રાચારીભર્યો સંબંધ હંમેશ ટકી રહે એ શુભ ઉદ્દેશથી તેમની કન્યાઓ લઈ પોતે પરણ્યા, તેમજ સરદારોને પરણાવ્યા. જયપુરના રાજા બહારમલની કન્યા સાથે પોતે લગ્ન કર્યું. અને તેને તથા તેના સગા વહાલાને સરદાર તથા સુબાઓની જગા આપી તેમનાં મન મેળવ્યાં. આ એકસંપીના કામમાં ચિતોડનો રાણો ઉદયસિંહ તથા તેના પટાવતો ભળ્યા નહિ, અને પોતાની કન્યા મોગલોને આપી નહિ, તેથી અકબરે ચિતોડ જીતી લીધું, તોપણ નાસીપાસ ન થતાં અરવલ્લીના ડુંગરમાં ઉદેપુર નામનું શહેર વસાવી ત્યાં રાજ્ય કરવા લાગ્યો. તેના મરણ પછી તેનો કુંવર પ્રતાપરાણો ગાદી પર આવ્યો. તેણે પણ પોતાના બાપની રાજનીતિ ચાલુ રાખી મોગલોને કન્યા નહિ આપવાનો દઢ નિશ્ચય કર્યો, તથા મોગલોને કન્યા આપનારને ધિક્કારવા લાગ્યો, અને અપમાન કરવા લાગ્યો. તેથી અકબરે પોતાના સરદાર માનસિંહ તથા

શાહજાદા સલીમને મોકલી ઇ. સ. ૧૫૬૯માં હલદીઘાટના મેદાનમાં લડાઇ જોડી. પ્રતાપસિંહ પોતાના બાવીસહજાર માણસના લશ્કર વડે બહાદુરીથી લડયો, પણ મોગલોની અગણિત સેના આગળ નહિ ચાલવાથી પોતાના લડાઇમાંથી બચેલા આઠ હજાર સિપાઇઓ લઇ જંગલમાં રખડવા લાગ્યો. ત્યાં તેને અનેક આપત્તિઓ વેઠવી પડી, તે તેણે પોતાના ટેકને ખાતર વેઠી પણ અકબરને પોતાનું માથું નમાવ્યું નહિ. છેવટે પોતાના નિમકહલાલ પ્રધાન ભામાશાહની દ્રવ્ય મદદથી ગયેલું રાજ્ય પાછું મેળવ્યું. અકબરે પણ આવા ટેકીલા રજપુત વીરને વધારે હેરાન નહિ કરતાં સુખેથી રાજ્ય કરવા દીધું. તે શૂરવીર નર ઇ. સ. ૧૫૯૮માં મરણ પામ્યો. મોગલોને કન્યા આપી નહિ તેથી હજુ પણ ઉદેપુરના સીસોદીઆ રાણા બધા રજપુતોમાં ઉંચા કુળના મનાય છે.

પ્ર૦ યુસફ્જી લોકના બંડ વિષે શું જાણો છો?

ઉ૦ આ લોકોએ નવો ધર્મ ચલાવી પોતાના સરદાર જલાલના ઉપરીપણા નીચે તોફાન જગાડયું. તે સમાવવા અકબરે પોતાના ભાઇ જૈનખાં તથા માનીતા સરદાર બીરબલને મોકલ્યા, પણ તેમના માંહોમાંહેના કુસંપના પરિણામે બીરબલ મરાયો, અને જૈનખા હારીને પાછો આવ્યો. તેથી અકબરે ટોડરમલ અને માનસિંહને મોકલ્યા, તેમણે તે લોકોના સરદાર જલાલને મારી યુસફ્જીને વશ કર્યા. ૧૬૦૦

પ્ર૦ અકબરની રાજ્ય વ્યવસ્થાનું વર્ણન કરો.

ઉ૦ તેણે પોતાના રાજયના ૧૫ વિભાગ પાડી દરેક પર દેખરેખ

રાખવા માટે સુબા નીમ્યા હતા. તેમને લશ્કરી અને દિવાની સત્તા સોંપી હતી. જાગીરોને બદલે પગાર આપવાનો ઠરાવ કર્યો હતો. ન્યાયખાતાના મુખ્ય અધિકારીને મીર અદલ કહેતા. તેના હાથ નિચે કાજીઓ નીમ્યા હતા. શહેરમાં પોલીસખાતાનો ઉપરી કોટવાળ હતો, તેને માજીસ્ટ્રેટનો પાવર આપવામાં આવ્યો હતો.

પ્ર૦ અકબરની જમાબંધીની રીત કહો.

ઉ૦ ટોડરમલ નામના વસુલાત ખાતાના ઉપરી કાયસ્થ સરદાર પાસે જમાબંધીની રીત બંધાવી. તેણે (૧) બધી જમીન એક સરખા માપથી મપાવી. (૨) દર વીઘે કેટલો પાક થાય છે તે નક્કી કરાવ્યું. (૩) પાકનો ત્રીજો ભાગ સરકારે લેવાનું ઠરાવ્યું. આગળ જતાં દાણાને બદલે નાણું લેવાની રીત ચાલુ કરી. દર દશ દશ વરસે જમીનનો પાક ફરીથી નક્કી કરવામાં આવતો.

પ્ર૦ અકબરના પ્રધાન અને વિદ્વાનો વિષે જાણુતા હો તે કહો.

ઉ૦ (૧) અબુલફજલ—એ વસુલાતખાતાનો ઉપરી હતો, તેમ વિદ્વાન પણુ હતો. તેણે આઇન-અકબરી નામનું પુસ્તક લખ્યું છે. તેને ઇ. સ. ૧૬૦૩માં શાહજાદા સલીમે મરાવ્યો.

(૨) ફૈજી—અબુલફજલનો ભાઇ વિદ્વાન અને સરદાર હતો. તેણે રામાયણુ, મહાભારત, બાયબલ વગેરેનો ફારસી ભાષામાં તરજુમો કર્યો છે.

(૩) ટોડરમલ-એ સરદાર અને પ્રધાન કાયસ્થ જાતનો હિંદુ હતો તેણે જમાબંધીની રીત બાંધી હતી.

(૪) માનસિંહ-આંબેર (જયપુર) નો રાજા લશ્કરી સરદાર અને સલાહકાર હતો.

(૫) **ભગવાનસિંહ**-પંજાબનો સુબો અને સરદાર હતો.

(૬) **બીરબલ**-હાજરજવાબી અને બાદશાહને આનંદ કરાવનાર સરદાર અને કવિ હતો. જાતે હિંદુ બ્રાહ્મણ હતો. તેનું મૂળ નામ શિવદાસ હતું. તે યુસફજી લોકોની સાથે લડાઇમાં મરાયો.

(૭) **ગંગ** અને **નરહર**—પ્રખ્યાત કવિ હતા.

(૮) **ખાનખાનાન**—વિદ્વાન હતો.

(૯) **અજીજીકોકા, મીરજાખાં, જૈનખાં**-બહાદુર સરદાર હતા.

(૧૦) **તાનસેન**—ગવૈયો હતો.

**પ્ર૦** અકબરના સુધારા કહો.

**ઉ૦** (૧) બાળલગ્ન બંધ કર્યાં. (૨) પુનર્લગ્નની છૂટ આપી. (૩) સતી થવાનો ચાલ બંધ કર્યો. (૪) રૈયતને ફાવતો ધર્મ પાળવા દઈ હિંદુઓને મોટી જગાઓ આપવાનો ધારો કર્યો. (૫) હિંદુ ઉપરનો જાત્રા વેરો તથા જજીઆ વેરો બંધ કર્યો. (૬) વેપાર અને વિદ્યાને ઉત્તેજન આપ્યું. (૭) નાક, કાન કાપવાની ક્રુર શિક્ષાઓ તથા કેદીઓને ગુલામ તરીકે વેચવાનો ધારો બંધ કર્યો. (૮) નોકરોને જમીન બદલ પગાર આપવાનો ધારો કર્યો. (૮) ખેતીના સુધારા માટે નહેરો ખોદાવી તથા જમીનની માપણી કરાવી. (૧૦) પોતાની પરવાનગી સિવાય કોઇ પણ અધિકારી દેહાંત દંડ કરે નહિ તેવો ધારો કર્યો.

**પ્ર૦** અકબરના ધર્મ વિષે શું જાણો છો?

**ઉ૦** પોતાની રૈયતને ફાવતો ધર્મ પાળવા દીધો. પોતે પણ દર શુક્રવારે તમામ ધર્માચાર્યોની સભાઓ ભરી ધર્મ ચર્ચા ચલાવતો. પોતે

એકશ્વર વાદી હોઇ કબીર પંથના સિદ્ધાંતોને મળતો થતો. સૂર્ય પૂજા જાહેર રીતે કરતો. કોઇ કોઇ વખતે પોતે પેગંબર હોવાનો દાવો કરતો. લોકો પણ તેને પગે લાગી માન આપતા. હિંદુ ધર્મ ઉપર પ્રેમ બતાવવાને લીધે મુસલમાનો તેને નાસ્તિક ગણુતા.

પ્ર૦ અકબરના મરણ વિષે શું જાણો છો?

ઉ૦ પોતાના બે દીકરા દાનીઆલ અને મુરાદ દારૂના ખરાબ વ્યસનથી મરણ પામ્યા તેની દીલગીરીમાં તેમજ પોતાના માનીતા બીરબલ અને અબુલફજલના શોકને લીધે તેની તબીયત લથડતી ચાલી. તે ઇ. સ. ૧૬૦૫માં મરણ પામ્યો.

પ્ર૦ અકબરના શાહજાદાનાં નામ કહો.

ઉ૦ (૧) સલીમ (જહાંગીર) (૨) દાનીઆલ (૩) મુરાદ. અકબરના મરણ પહેલાં દાનીઆલ અને મુરાદ દારૂના ખરાબ વ્યસનથી મરણ પામ્યા હતા, અને સલીમ પણ દારૂડીઓ હોવાથી અકબરને વિશેષ ચિંતા રહેતી. અકબરે મરતી વખતે પોતાના શાહજાદા તરફ પોતાની પેઠે સરદારોને નિમકહલાલ રહેવાનો ઉપદેશ આપી તેમની સમક્ષ જહાંગીરને રાજ્યગાદી સોંપી ઇ. સ. ૧૬૦૫.

## જહાંગીર ભાઝલો ૧૬૦૫—૧૬૨૭—૨૨.

પ્ર૦ જહાંગીરને કેવી રીતે રાજ્ય મળ્યું?

ઉ૦ કેટલાક સરદારોનો વિચાર અકબરના મરણ પછી જહાંગીરના કુંવર ખુશરૂને રાજ્ય આપવાનો હતો, પણ અકબરે મરણ સમયે સલીમને પોતાની તરવાર અને રાજ્યદંડ સોંપ્યો, તેથી સલીમ જહાંગીર નામ ધારણ કરી ગાદી ઉપર આવ્યો.

પ્ર૦ જહાંગીરના વખતમાં જાણુવા લાયક કયા બનાવ બન્યા?

ઉ૦ (૧) નુરજહાં સાથે લગ્ન (૨) ઉત્તર અને દક્ષિણ પર સ્વારી.
(૩) શાહજાદા અને સરદારોના બળવા.

પ્ર૦ નુરજહાં વિષે શું જાણો છો ?

ઉ૦ કોઈ ઇરાની ઉમરાવ દુઃખને લીધે અકબરના દરબારમાં આવી રહ્યો હતો. તેને મીર–ઉન્–નિસા નામની રૂપાળી કન્યા હતી. તેનું રૂપ જોઇ જહાંગીરનો તેની સાથે લગ્ન કરવા વિચાર થયો, પણ અકબરને તે વાત ગમી નહિ, તેથી તેણે પોતાના શેર અફગાન નામના ઇરાની સરદાર સાથે લગ્ન કરાવી બંગાળે મોકલી દીધી. અકબરના મરણ પછી જહાંગીરે શેર અફગાનનો ઘાત કરાવી તેની સાથે લગ્ન કર્યું અને તેનું નામ નુરજહાં (દુનીઆનું તેજ) રાખ્યું. આ બાઇએ કેટલોક વખત પોતાના આગલા ધણીનો શોક પાળ્યો, પણ પાછળથી જહાંગીર સાથે લગ્ન સંબંધ કર્યો. આગળ જતાં આ બાઇએ રાજ્યકારભારમાં આગળ પડતો ભાગ લઇ જહાંગીરને રાજ્ય ચલાવવામાં મદદ કરી, તથા જહાંગીરની કેટલીક કુટેવો છોડાવી. જહાંગીરે પણ નુરજહાંના બાપ તથા તેના ભાઇ અસોફખાંને મોટી પદ્દી આપી.

પ્ર૦ જહાંગીરની દક્ષિણ પર કરેલી સ્વારીનું વર્ણન કરો.

ઉ૦ અહમદનગરમાં મુર્તિજા નિજામ નામે પાદશાહ રાજ્ય કરતો હતો. તેને મલિકંબર નામે હબસી વજીર હતો. તે ઈ. સ. ૧૬૧૦ માં સ્વતંત્ર થયો, તેથી તેને તાબે કરવા ઇ. સ. ૧૬૧૨ માં પરવીઝ, ખાનજહાં લોદી, અને માનસિંહને મોટી ફોજ આપી મોકલ્યા પણ તે તાબે થયો નહિ. મલિકંબરે ટોડરમલની માફક અહમદનગરના રાજ્યમાં જમાબંધીની રીત બાંધી ઘણો સુધારો કર્યો.

પ્ર૦ ઉત્તર તરફની સ્વારીની હકીકત કહો.

ઉ૦ ઉદેપુરના રાણા પ્રતાપના મરણ પછી તેનો પુત્ર અમરસિંહ ગાદી પર આવ્યો, તેને વશ કરવા બાદશાહે શાહજાદા પરવીઝ અને મહોબતખાંને મોકલ્યા પણ તે તાબે થયો નહિ, તેથી શાહજાદા ખુરમે ઇ. સ. ૧૬૧૪ માં તેને તાબે કર્યો. આથી બાદશાહે ખુશ થઇ તેને શાહજહાંનો ખિતાબ આપ્યો.

પ્ર૦ શાહજાદા ખુશરૂના બંડ વિષે શું જાણો છો ?

ઉ૦ જહાંગીર ગાદીએ બેઠો કે તરતજ કેટલાક સરદારોની ઉશ્કેરણીથી ખુશરૂએ બંડ કર્યું, પણ બાદશાહે તેને હરાવી ગ્વાલિઅરના કિલ્લામાં કેદ કર્યો અને તેના સાતસેં સાથીઓને બાદશાહે રીબાવી રીબાવીને મારી નાખ્યા. ખુશરૂ પણ ઇ. સ. ૧૬૨૧ માં કેદખાનામાંજ મરણ પામ્યો.

પ્ર૦ શાહજાદા શાહજહાંના બંડની હકીકત કહો.

ઉ૦ નુરજહાંએ પોતાના આગલા ઘરની શાહજાદી શાહજાદા શહરીયાર સાથે પરણાવી હતી. નુરજહાંનો વિચાર જહાંગીરના મરણ પછી પોતાના જમાઇ શહરીયારને ગાદી અપાવવાનો હતો. આથી શાહજહાંને હજુરમાં બોલાવી કેદખાનામાં નાખવાનો વિચાર કર્યો, પણ આ વાતની શાહજહાંને ખબર પડવાથી હજુરમાં નહિ આવતાં બંડ કર્યું, તેને પકડવા માટે મહોબતખાં તથા શાહજાદા પરવીઝને મોકલ્યો. શાહજહાં દક્ષિણમાં મલિકંબરને આશ્રયે જઇ રહ્યો હતો, ત્યાંથી પકડી આણ્યો; તેથી તાબે થઈ તેણે પોતાના બાપની પાસે માફી માગી.

પ્ર૦ મહોબતખાંના બંડ વિષેની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ આ સરદાર બળવાન હતો, તેની દિનપ્રતિદિન વધતી જતી સત્તા જોઇ નુરજહાંના મનમાં રાજ્ય પચાવી પડશે એવી ધાસ્તી ઉત્પન્ન થઇ. આથી તેના ઉપર શિલિક ખાઇ ગયાનું જુઠું તહોમત મુકી હજુરમાં હાજર થવા લખ્યું. પણ આ પ્રપંચ તેની જાણમાં આવતાં પોતાના પાંચ હજાર રજપુત સૈન્ય સાથે બંડ કરી જહાંગીરને કેદ કર્યો. પાછળથી નુરજહાંએ યુક્તિથી જહાંગીરને છોડાવ્યો. ઇ. સ. ૧૬૨૬, અને મહોબતખાં નાશીને અહમદનગરના રાજ્યમાં રહ્યો. બીજે વરસે એટલે ઇ. સ. ૧૬૨૭ માં જહાંગીર કાસ્મીરમાં હવાખાવા ગયો ત્યાંજ મરણ પામ્યો.

પ્ર૦ અંગ્રેજ એલચી સર ટોમસ રો વિષે શું જાણો છો ?

ઉ૦ આ અંગ્રેજ સરદાર ઇંગ્લાંડના પહેલા જેમ્સ બાદશાહના મોકલ્યાથી ઇ. સ. ૧૬૧૫માં વેપારના કોલકરાર કરવા સારૂ આવ્યો હતો. તે જહાંગીરના દરબારમાં ત્રણ વર્ષ રહ્યો. તેણે જહાંગીરની કેટલીક રાજ્યવ્યવસ્થા લખી છે.

પ્ર૦ સરટોમસ રોએ જહાંગીરના દરબારનું કરેલું વર્ણન કહો.

ઉ૦ જહાંગીર બાદશાહની આગ્રામાં ભપકાદાર ગાદી હતી. હીરા, માણેક, મોતી અને રત્ન વગેરે જવાહીરથી પોતાના મહેલને પણ શણગાર્યો હતો. પોતે રત્નજડીત સિંહાસન ઉપર બેસી ન્યાય આપતો. બાદશાહ ન્યાયી પણ દારૂડીઓ હતો. દરબારના સરદાર અને અમલદારો ખટપટીઆ અને લાંચીઆ હતા. પોતે દારૂ પીતો, પણ પ્રજાવર્ગને દારૂ પીવાની સખત મના કરી હતી. ન્યાય આપવા માટે મહેલમા ઘંટ બાંધી તેની સાંકળ ભીંત

કોચી બહારની બાજુ લટકતી રાખી હતી તેથી ફરીઆદીઓને ન્યાય મેળવવાની સુગમતા પડતી. ધર્મ બાબતમાં પોતાના બાપની માફક ઉદાર વિચારનો હતો. તેના વખતમાં હિંદમાં મકાઇ, બટાટા અને તમાકુ દાખલ થઈ.

પ્ર૦ તેના શાહજાદાનાં નામ કહો.

ઉ૦ (૧) ખુશરૂ, (૨) ખુરમ (શાહજહાં), (૩) શહરીયાર, (૪) પરવીઝ. જહાંગીરના મરણ સમયે શાહજહાં અને શહરીયાર જીવતા હતા, અને ખુશરૂ તથા પરવીઝ મરણ પામ્યા હતા. જહાંગીર પછી શાહજહાં બાદશાહ થયો.

## મહેલો બાંધનાર શાહજહાં ૧૬૨૭—૧૬૫૮—૩૧.

પ્ર૦ શાહજહાંએ કેવી રીતે ગાદી મેળવી ?

ઉ૦ જહાંગીરના મરણ પછી પોતાના સસરા અસોફખાં તથા સરદાર મહોબતખાંની મદદથી શહરીયાર વગેરે સામા પક્ષના માણસોને મારી નાખી અને નુરજહાંને કેદ કરી ગાદીએ બેઠો.

પ્ર૦ શાહજહાંના વખતના જાણવા લાયક બનાવ કહો.

ઉ૦ (૧) સરદારો તથા શાહજાદાઓના બળવા. (૨) મયુરાસન તથા તાજમહાલ વગેરે ઈમારતો બંધાવી. (૩) દક્ષિણ ઉપર સ્વારી.

પ્ર૦ સરદારોના બળવા વિષે શું જાણો છો ?

ઉ૦ (૧) અહમદનગર અને વિજાપુરના બાદશાહોને પક્ષમાં લઈ ખાનજહાં લોદીએ ૧૬૨૯ માં બંડ કર્યું તે અશિરૂખાંએ સમાવ્યું. (૨) કાબુલના રાજાને હરાવી ૧૬૩૭ માં બલ્ખ અને કંદહાર જીત્યાં, (૩) મલીકંબરના પુત્ર ફતેખાંને મુર્તિજા નિઝામે માર્યો તેથી

૧૬૩૭માં અહમદનગર જીત્યું. (૪) ૧૬૩૭માં ગોવળકોંડા અને વિજાપુર પર સ્વારી કરી તેમની પાસેથી ખંડણી લેવાની ઠરાવી.

પ્ર૦ શાહજહાંના શાહજાદાનાં નામ કહો.

ઉ૦ (૧) દારા, (૨) સુજા, (૩) ઔરંગજેબ, અને (૪) મુરાદ.

પ્ર૦ દરેક શાહજાદાના ગુણ દોષનું વર્ણન કરો.

ઉ૦ દારા બહાદુર પણ ભોળો હતો, તે શાહજહાં પાસે દિલ્હી રહેતો હતો. સુજા—દારૂડીઓ, બાયલો અને વિષયી હતો. તે બંગાળાનો સુબો હતો. ઔરંગજેબ—કપટી, લોભી, સ્વાર્થી, બહાદુર પણ ધર્માંધ હતો. તે દક્ષિણનો સુબેદાર હતો. મુરાદ—ઓછી અક્કલનો અને દારૂડીઓ હતો, તે ગુજરાતનો સુબો હતો.

પ્ર૦ શાહજાદાઓના બળવા વિષે શું જાણો છો?

ઉ૦ ઇ. સ. ૧૬૫૭માં શાહજહાં માંદો પડયો, ત્યારે શાહજાદાઓએ ગાદીને માટે માંહોમાંહે લડવા માંડયું. પ્રથમ દારાએ ઇ. સ. ૧૬૫૭માં કાશી આગળ સુજાને હરાવી આરાકાન તરફ હાંકી કાઢયો. ઔરંગજેબે સમય સાધી યુક્તિ રચી મુરાદને કહાવ્યું કે મારે મક્કા જઇ ખુદાની બંદગી કરી જીંદગી પુરી કરવી છે. રાજ્ય મેળવવાની મને ઇચ્છા નથી, પણ જો તારે રાજ્ય જોઇતું હોય તો તને મદદ કરૂં. મુરાદ ભોળપણને લીધે તેના કપટમાં ફસાયો, પછી ઔરંગજેબ અને મુરાદ બંન્નેએ મળી ઉજજન આગળ ૧૬૫૭માં દારાના સરદાર જસવંતસિંહને તથા આગ્રા આગળ તેજ સાલમાં દારાને હરાવ્યો, તેથી દારા નાશીને સિંધમાં ગયો, પછી ૧૬૫૮માં ઔરંગજેબે શાહજહાંને ગાદી ઉપરથી ઉઠાડી કેદમાં નાખી ગાદી લીધી. ભોળા મુરાદને પણ

કેદખાનામાં નાખ્યો, અને પોતે આલમગીર નામ ધારણ કરી ગાદી પર આવ્યો.

પ્ર૦ શાહજહાંની જાહોજલાલીનું વર્ણન કરો.

ઉ૦ શાહજહાંને મકાન બંધાવવાનો તથા દબદબાભર્યાં દરબારો ભરવાનો બહુ શોખ હતો. તેણે પોતાની વહાલી બેગમ મુમતાજ મહાલની કબર ઉપર આગ્રામાં જમના નદીને કાંઠે તાજમહેલ નામનો સુંદર રોજો બંધાવ્યો. જેને બંધાવતાં સવાત્રણ કરોડ રૂપીઆ ખર્ચ થયું હતું. તે એવું સુંદર અને સંપૂર્ણ છે કે તેના જેવું મકાન દુનિઆમાં એકે નથી. વળી પોતાને બેસવા માટે સાડાછ કરોડ રૂપીઆ ખર્ચી હીરા અને રત્નજડીત મયુરાસન બંધાવ્યું. આ સિવાય દિલ્હીમાં રાજમહેલ, મોતી મસીદ, જુમા મસીદ, ખાનગી મુલાકાતનો બંગલો વગેરે સુશોભીત મકાન બંધાવ્યાં. આ મકાન બાંધવામાં મદદ કરનાર અલીમર્દીખાં નામનો કુશળ શિલ્પશાસ્ત્રી હતો. આ બાદશાહના વખતમાં ટેવર્નિયર નામનો ફ્રાન્સનો ઝવેરી આવ્યો હતો, તેણે બાદશાહની જાહોજલાલીનું વર્ણન ઘણી અસરકારક રીતે લખ્યું છે.

પ્ર૦ શાહજહાંની રાજનીતિ ઉપરથી શી શિખામણ મળે છે?

ઉ૦ શાહજહાંએ જહાંગીર સામે બંડ કરી દીલ દુખાવ્યું હતું, તેની અસર તેના કુંવરોમાં આવવાથી શાહજાદાઓએ તેના ઘડપણના વખતમાં ગાદીએથી પદભ્રષ્ટ કરી કેદખાનામાં નાખ્યો અને કેદખાનામાંજ મરણને શરણ થવું પડયું. વળી પોતાના શાહજાદાઓને સુબા નીમી તેમને સ્વતંત્ર સત્તા સોંપી તથા તેમની રહેણી કરણીપર દેખરેખ રાખી નહિ, તેથી તેઓ પોતા-

ની મરજી મુજબ વર્ત્યાં, અને ઔરંગજેબે જે કુટુંબઘાત કર્યો તે પોતાની નિર્બળતાને લીધે નજરે જોવો પડયો.

## ઔરંગજેબ ૧૬૫૮—૧૭૦૭—૪૯.

ઔરંગજેબ આલમગીર (દુનિઆ જીતનાર) નામ ધારણુ કરી ૧૬૫૮માં ગાદીએ આવ્યો.

પ્ર૦ ઔરંગજેબે ગાદીએ આવી કયાં કયાં ખોટાં કામ કર્યાં ?

ઉ૦ પોતાના ભાઇ દારાને પકડી ૧૬૫૯માં મારી નાખ્યો, સુજા આરાકાનમાં નાશી ગયો ત્યાં ૧૬૬૦માં મરણુ પામ્યો. મુરાદને ૧૬૬૧માં ગ્વાલીઅરના કેદખાનામાં દારૂડીઓ હોવાનો આરોપ મુકી મારી નંખાવ્યો. આવીજ રીતે દારા તથા સુજાના પુત્રોને અને બીજા સામા વાળીઆને ક્રૂર રીતે મારી નંખાવ્યા, આવા કમકમાટ ભરેલા કુટુંબઘાતના સમાચાર શાહજહાને પહોંચતાં તે પણુ ૧૬૬૬માં અફસોસ કરતો મરણુ પામ્યો.

પ્ર૦ તેણે હિંદુ પ્રજાને કઇ રીતે નારાજ કરી ?

ઉ૦ ઔરંગજેબ ધર્માંધ હોવાથી હિંદુઓને વટાળી મુસલમાન બનાવવા પ્રયત્ન કરવા લાગ્યો. જજીઆવેરો, જાત્રાવેરો વગેરે ફરીથી શરૂ કર્યા. તેમના ઓચ્છવ, વરઘોડા, જાત્રાઓ વગેરે બંધ કર્યાં. સૂર્ય વર્ષ બંધ કરી હીજરી સન ચાલુ કર્યો. હિંદુઓને સરકારી નોકરીમાંથી બાતલ કર્યાં. આથી તેની હિંદુ પ્રજા ઘણીજ નારાજ થઇ. આવી અન્યાયી વર્તણુંકથી બાદશાહ પાસે હિંદુઓ દાદ માગવા ગયા, તો તેમની દાદ નહિ સાંભળતાં તેમને હાથીના પગ તળે કચરાવી માર્યાં.

પ્ર૦ દક્ષિણ પર કરેલી સ્વારીની જાણવા લાયક હકીકત કહો ?

ઉ૦ વિજાપુર અને ગોવળકોંડા સાથે પચીસ વરસ લડી ઇ. સ. ૧૬૮૩માં બંને રાજ્યો તાબે કર્યાં. ઔરંગજેબે વિજાપુર અને ગોવળકોંડા જીતવાને બદલે પ્રથમ તેમને મેળવી લઇ મરેઠાનું બળ નરમ પાડયું હોત તો આગળ જતાં મરેઠાઓએ મોગલાઇને પડતી સ્થિતિમાં આણી તથા તેને હેરાનગતિ ભોગવવી પડી તે થાત નહિ. આ ઔરંગજેબની ભૂલભરેલી રાજનીતિ હતી. મરેઠી સત્તા તોડયા પછી વિજાપુર ને ગોવળકોંડા સહેલાઇથી જીતી શકાત.

પ્ર૦ ઔરંગજેબે આસામ પ્રાંત કેવી રીતે જીત્યો ?

ઉ૦ ઇ. સ. ૧૬૬૨માં પોતાના સરદાર મીરજુમલાને મોકલ્યો, તેણે આસામ પ્રાંત જીતી ત્યાંના રાજાને ખંડીઓ બનાવ્યો, પણ પાછા આવતાં રસ્તામાં મીરજુમલા મરણ પામ્યો.

પ્ર૦ ઔરંગજેબના સમયમાં થએલાં હિંદુઓનાં બંડ વિષે શું જાણો છો?

ઉ૦ સતરામી પંથના હિંદુ વેરાગીઓએ ઇ. સ. ૧૬૭૬માં નારનોલ ગામ આગળ બંડ કર્યું, તે બાદશાહે મહા મુશ્કેલીએ સમાવ્યું. રજપુત સંસ્થાનમાં ઉદેપુર, જયપુર અને જોધપુર એ ત્રણ બળવાન રાજ્ય હતા તેમાં ઔરંગજેબે જયપુર અને જોધપુરવાળાઓને કપટથી મારી નંખાવ્યા, અને પોતાનો રજપુત સેનાપતી જસવંતસિંહ કાબુલમાં મરણ પામ્યો, તેનાં બૈરાં છોકરાંને કેદ કરવાનો ઔરંગજેબે વિચાર કર્યો, પણ રાઠોડ સરદાર દુર્ગાદાસે કુંવરોને અરવલી તરફ મોકલાવી રક્ષણ કર્યું, અને ઔરંગજેબથી બચવા માટે ઉદેપુરના રાણા રાજસિંહની મદદ

માગી. આથી ઔરંગજેબે શાહજાદા અકબરને લશ્કર આપી ઉદેપુર ઉપર મોકલ્યો, પણ રાજસિંહ તથા દુર્ગાદાસે યુક્તિથી તેને પોતાના પક્ષમાં લઇ લીધો. તેથી ઔરંગજેબ છેક હતાશ થઇ ગયો અને ઇ. સ. ૧૬૮૧માં રજપુતો સાથે સલાહ કરી.

પ્ર૦ ઔરંગજેબને મરાઠા સાથે થએલી લડાઇનું વર્ણન કરો.

ઉ૦ મરેઠી રાજ્યના સ્થાપક શિવાજીએ યુક્તિ પ્રયુક્તિથી ઔરંગ-જેબને ઘણો હેરાન કર્યો, શિવાજીના મરણ પછી શંભાજી રાજા થયો તેને ઔરંગજેબે પકડીને મારી નાખ્યો, પણ તેઓ શાન્ત ન થતાં રાજારામને ગાદીએ બેસાડી મુસલમાનો સાથે લડાઇ ચાલુ રાખી. તેથી ઔરંગજેબે રાજારામને કેદ પકડવા શાહ-જાદા આજીમને મોકલ્યો. તેણે ઇ. સ. ૧૬૯૮માં જીજીનો ગઢ જીતી લીધો, પણ રાજારામ લાંચ આપી નાશી છુટયો, આવી રીતે મરાઠાઓએ તાબે ન થતાં તેની સામેની લડાઇઓ ચાલુ રાખી મરેઠી સત્તા બળવાન કરી.

પ્ર૦ ઔરંગજેબના મરણ વિષે શું જાણો છો ?

ઉ૦ ઇ. સ. ૧૬૮૧માં રજપુતો સાથે સંધી કરી પછીનાં પચીસ વરસ દક્ષિણનાં બંડ સમાવવામાં ગયાં. તેણે વિજાપુર ને ગોવળ-કોંડા ૧૬૮૩માં વશ કર્યાં, પણ મરેઠાઓ વશ થયા નહિ અને અથડામણમાં તથા જુવાનીમાં કરેલાં પાપોના પસ્તાવાને લીધે તેની તબીયત લથડતી ચાલી, છેવટે અહમદનગરમાં ઇ. સ. ૧૭૦૭માં ૮૯ વર્ષની ઉમરે મરણ પામ્યો.

પ્ર૦ ઔરંગજેબના ગુણ દોષ કહો.

ઉ૦ હિંદુઓ ઉપર જુલમ ગુજારવાથી તેના રાજ્યની વેળાસર પડતી થઇ. વળી પોતાના ભાઇ ભત્રીજાઓની કતલ કરેલી હોવાથી તેને ઘડપણમાં ઘણો પસ્તાવો થયો, અને પોતાથી પણ તેવીજ દશા થશે એમ ધારી સરદારો તથા પુત્રો તરફ શંકાની નજરથી જોવા લાગ્યો. સરદાર અને લશ્કર પણ તેના હુકમોની અવજ્ઞા કરવા લાગ્યા. ઔરંગજેબે પોતાનો ઇતિહાસ લખવાની મના કરી હતી; છતાં કાફીખાં નામના સરદારે બાદશાહથી છાનો ઇતિહાસ લખ્યો હતો તેમાં લખે છે કે બાદશાહ વિદ્વાન હતો. ફારસી ભાષાપર તેણે સારી કાબુ મેળવી હતી. કુરાનનાં વચન યાદ રાખતો. પોતાની જિંદગી સાદાઇથી ગુજારતો. શરીરે મજબુત બાંધાનો હતો. દરેક કામ પર જાતે દેખરેખ રાખતો. તેને નાચ અને સંગીત વિદ્યાપર તિરસ્કાર હતો. પોતાના દીકરાઓ તથા સરદારોપર દેખરેખ રાખવા છાના બાતમીદારો રાખ્યા હતા.

પ્ર૦ ઔરંગજેબની રાજનીતિ પરથી શો બોધ મળે છે ?

ઉ૦ માણસો જુવાનીના મદમાં રાજલોભ અગર લક્ષ્મીની લાલસાથી મોટાં મોટાં પાપ કરતાં અચકાતા નથી, પણ ઘડપણમાં તેનો પસ્તાવો કરવો પડે છે, તેમજ પોતે પણ તેવા દગાનો ભોગ ન થઇ પડે તેને માટે હમેશાં સાવચેતી રાખવા પ્રયત્ન કરે છે. ચઢતીના વખતમાં સત્તાના દોરથી સર્વ કોઇ ન છુટકે આજ્ઞા માન્ય કરે છે, પણ ઘડપણના વખતમાં તેની આજ્ઞાઓની અવજ્ઞા કરી છચોક તેનું અપમાન કરે છે. કુટુંબઘાતને લીધેજ તેના રાજ્યની તેના મરણ પછી વેળાસર પડતી થઇ. પોતાના

બાપને કેદ કરી રાજ્ય લીધું હતું, તેવી રીતે પોતાને પોતાના પુત્રો કેદ કરે નહિ તે બાબત તેને હમેશ સાવચેત રહેવું પડતું, તથા તેમની પર વિશ્વાસુ બાતમીદારો રાખવા પડતા.

પ્ર૦ ઔરંગજેબના શાહજાદાનાં નામ કહો.

ઉ૦ ( ૧ ) મોઆજીમ ( ૨ ) આજીમ ( ૩ ) કામબક્ષ ( ૪ ) મહમદ ( ૫ ) અકબર.

## બાહાદુરશાહ (મોઆજીમ) ઈ. સ. ૧૭૦૭—૧૭૧૨—૫.

પ્ર૦ બહાદુરશાહે કેવી રીતે રાજ્ય મેળવ્યું ?

ઉ૦ મોઆજીમે આજીમને આગ્રા આગળ હરાવ્યો. તથા કામબક્ષને હૈદ્રાબાદ આગળ હરાવી પોતે બાહાદુરશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો અને જુલ્ફીકારખાનને પ્રધાન નીમ્યો.

પ્ર૦ બહાદુરશાહના વખતના જાણવા લાયક બનાવ કહો.

ઉ૦ ગાદીએ બેસી મરાઠા રાજા શંભાજીના દીકરા શાહુને મિત્ર તરીકે રહેવાની સરતે છોડી મુકયો. રજપુત અને મરાઠાઓની સ્વતંત્રતા કબુલ કરી. એવામાં શીખ લોકોએ બંડ કર્યું તે સમાવવા બાદશાહ ગયો પણ સમ્યું નહિ, અને બાદશાહ ઇ. સ. ૧૭૧૨માં મરણ પામ્યો.

પ્ર૦ બાહાદુરશાહના ગુણ દોષ કહો.

ઉ૦ લડાઈમાં હોંશિઆર નહોતો, ધર્મ બાબતમાં અકબરના વિચારોને મળતો હતો તેથી લાંબો વખત જીવ્યો હોત તો મોગલ્રાજ્યને ચઢતી સ્થિતિમાં લાવત,

## જહાંદારશાહ ઇ. સ. ૧૭૧૨—૧૭૧૩—૧.

પ્ર૦ જહાંદારશાહને કેવી રીતે ગાદી મળી ?

ઉ૦ જુલ્ફીકારખાનની મદદથી ભાઇ ભત્રીજાઓનો નાશ કરી ગાદીએ બેઠો.

પ્ર૦ જહાંદારશાહનું મરણ કેવી રીતે થયું ?

ઉ૦ તેના સપાટામાંથી બચેલો તેનો ભત્રીજો ફરોકશીર સૈયદહુસેન અને સૈયદ અબદુલ્લાની મદદથી તેની સામો થયો અને જહાંદારશાહ તથા જુલ્ફીકારખાનને ૧૭૧૩ માં આગ્રા આગળ મારી ગાદી લીધી.

## ફરોકશીર ૧૭૧૩—૧૭૧૯—૬.

પ્ર૦ ફરોકશીરે ગાદી મેળવી શું કર્યું ?

ઉ૦ ગાદીએ બેસી પોતાને મદદ કરનાર સૈયદ અબદુલ્લાને વજીર નીમ્યો તથા સૈયદહુસેનને સેનાપતિની જગા આપી.

પ્ર૦ તેના વખતના જાણવા લાયક બનાવ કહો.

ઉ૦ સૈયદ હુસેનની મદદથી જોધપુરના રાજા અજીતસિંહની કન્યા સાથે લગ્ન કર્યું. શીખ લોકોએ પોતાના સરદાર બંધુની આગેવાની નીચે બંડ કર્યું. તેથી સૈયદહુસેને તેમને હરાવ્યા, અને તેમના સરદાર બંધુને ક્રૂર રીતે મારી નાખ્યો. પછી સૈયદહુસેન દક્ષિણમાં ગયો અને નિજામઉલમુલ્ક પાસેથી ચાર્જ સંભાળી મરાઠા સાથે સલાહ કરી.

પ્ર૦ બાદશાહ અને સૈયદ ભાઇઓ વચ્ચે શા કારણથી અણબનાવ થયો ?

ઉ૦ સૈયદહુસેને મરાઠા સાથે સલાહ કરી હતી કે મરાઠાઓએ કબજે કરેલો મુલક તેમની પાસે રહેવા દેવો, અને દક્ષિણમાં સર-

